# જદજજ
# શાકુન્તલ.

છાપાવી પ્રસિદ્ધ કરનાર

## મુંબઇ ગુજરાતી નાટક મંડળી.



મુંબઈ

રોયલ પ્રિટિંગ પ્રેસમા છાપ્યુંછે

સને ૧૮૮૯ સંવત ૧૯૪૫

કીંમત રૂ ૦—૨—૦

# પાત્રો.

| | |
|---|---|
| રાજા........................ | દુષ્યન્ત |
| સર્વદમન (ભરત)... ... ... | રાજા તથા શકુન્તલાનો પુત્ર |
| કણ્વરૂષિ.............. ... | શકુન્તલાનો પોષક પિતા |
| મારીચરૂષિ......... ... ... | ઇંદ્રનો પીતા |
| વૈખાનસ.............. ... | કણ્વાશ્રમમાંનો એક રૂષિ |
| શારદ્વત<br>શારંગરવ } ............... | કણ્વના શિષ્યો |
| માતલી.................... | ઇંદ્રનો સારથી |
| માધવ................ ... | વીદૂષક રાજાનો મિત્ર |
| સોમરાજ.................. | રાજાનો ગોર |
| શકુન્તલા............... ... | કણ્વની અનૌરસ પુત્રી |
| પ્રિયવંદા<br>અનસૂયા } ............ ... | શકુન્તલાની સખીઓ |
| ગૌતમી ................ ... | કણ્વાશ્રમમાંની વૃદ્ધ તાપસી |
| અદિતિ............ ... ... | મારીચ રૂષિની પત્નિ ઇંદ્રનીમા |
| સાનુમતી.............. ... | અપ્સરા. શકુન્તલાની સખી |
| સુવ્રતા................ ... | મારીચના આશ્રમમાંની તાપસી<br>શકુન્તલાની સખી |

સક્ષસો, પ્રધાન, સેનાપતિ, કોટવાલ, દરબારીઓ, વારાંગનાઓ, પ્રતિહારી, સીપાઇઓ, દાસીઓ, રૂષિઓ, રૂષિકુમારો, સાંઢણીસવાર, વગેરે વગેરે.

## સુચિતપાત્રો.

| | |
|---|---|
| ઇંદ્ર........................ | સ્વર્ગનો રાજા |
| દુર્વાસા..................... | એક ક્રોધી રૂષિ |
| વસુમતિ.............. ... | રાજાની પહેલી રાણી |
| [illegible]ંદા......... ... ... | વસુમતીની દાસી |

# નાટકનો ટુંક સાર



## અંક ૧ લો.

પ્રથમ સૂત્રધાર અને નટી નાટક સબંધી સૂચના કરેછે બાદ હરણ પાછળ લાગેલો રાજા દુષ્યન્ત કણ્વ રૂષીના આશ્રમ પાસે આવી પહોંચેછે. અહીં તેને એક ચક્રવર્તી પુત્ર થશે એવુ વરદાન મલેછે. કણ્વ રૂષીના આશ્રમમાં જતાં તેને, વિશ્વામિત્ર નામના રાજર્ષિની મેનકા અપ્સરાને પેટે ઉત્પન્ન થયેલી પણ કણ્વે પુત્રી ગણી ઊછેરેલી, શકુન્તલા પોતાની સખીઓ સાથે બાગમાંનાં ઝાડોને પાણી પાતી મલેછે. અહી શકુન્તલા અને રાજાનુ એક બીજા તરફ પ્રથમ ખેચાણ થાયછે. પછીથી રાજા ત્યાં છાવણી નાખી રહેછે. રાજધાની-માંથી રાજાને રાજમાતાનું તેડું આવેછે. શકુન્તલા તરફ ખેચાયલું હૃદય નગર જવા કબુલતુ નથી, પણ જવા શિવાય ચાલે તેમ નથી. ઘણા વિચારે રાજા એવી ગોઠવણ કરેછે કે, રાજમાતાનો સ્નેહ વિદુષક પર પણ પુત્ર જેટલોજ હતો તેથી તેને ત્યાં મોકલેછે, અને રાક્ષસોથી યજ્ઞાદિકને વિઘ્ન ન થાય માટે પોતાને રૂષિઓએ તેડાવ્યો હતો તેથી એ બાહાને તે પોતે કણ્વાશ્રમમાં જાયછે. અહીં રાક્ષસોને હરાવ્યા પછી પોતાના વિરહથી પીડાતી શકુન્તલાનો તેને એક લતામંડપમાં એકવાર ફરીથી મેળાપ થાયછે અહીં તેનો શકુન્તલા સાથે ગાંધર્વ વિવાહ થાયછે અને તે પોતાના નામની વીંટી શકુન્તલાના હાથમાં પહેરાવેછે.

---

## અંક ૨ જો.

કણ્વ રૂષિ આજ સુધી આશ્રમમાં ન હતા તે હાલમાંજ આવી પહોંચ્યાછે. યજ્ઞશાળામાં પેસતાં રૂષિને આકાશવાણીથી ખબર મલેછે કે રાજાનો શકુન્તલા સાથે ગાંધર્વ

થયોછે અને શકુન્તલાને ગર્ભછે. એ પરથી તે શકુન્તલાને સાસરે વલાવવાનો વિચાર કરેછે. ત્યારબાદ તે નિત્ય કર્મ કરવા નદીપર જાયછે. એટલામાં દુર્વાસા નામનો એક ક્રોધી રૂષિ કણ્વાશ્રમમાં આવેછે. થોડા વખત પેહેલાં રાક્ષસોનો નાશ કરી રાજા નગર તરફ ગયો હતો તેના વિરહથી ચિંતાકુળ થઇ બેભાન બનેલી શકુન્તલાને દુર્વાસા આવ્યાની ખબર ન પડવાથી તેનાથી તેનો સત્કાર ન થયો એથી ક્રોધે ભરાઈ રૂષિએ તેને શાપ આપ્યો કે, "તારો પતિ તને પરણ્યાની વાત ભુલી જઈ તને તજશે." શકુન્તલાને આ શાપની પણ ખબર નથી પડતી. પણ તેની બે સખીઓ તે સાંભળેછે. તેમાંથી પ્રિયવંદા જઇ રૂષિ પાસે એ ભૂલની માફ માગી તેનો ક્રોધ શમાવેછે. શાપના નિવારણ માટે વિનતી કરતી રૂષિ કહેછે કે, મારો શાપ તો મિથ્યા થાય નહી પણ જો રાજાએ શકુન્તલાને પહેરાવેલી વીંટી ફરીથી રાજાની નજરે પડશે તો મારો શાપ ટલશે. સખીઓ આ વાત શકુન્તલાને ન જણાવતાં માત્ર વીંટી સાચવી રાજાને બતાવવાનું સૂચવેછે.

નગર તરફ જતાં રસ્તામાં શકુન્તલાની આંગલીમાંથી વીંટી શચીતીર્થમાં પાણીમાં નીકલી પડેછે તે એક માછલા ગલી જાયછે. શકુન્તલા રાજાને ત્યાં આવેછે, પણ રાજા શાપના દોષથી તેને ઓલખી શકતો નથી. વીંટી ન હોવાથી શકુન્તલા તેને એંધાણી બતાવી શકતી નથી. શાપ મટતો નથી અને રાજા છેવટે શકુન્તલાને તજેછે.

---

## અંક ૩ જો.

એ વાતને આજે છ સાત વર્ષ વીતી ગયાંછે. વીંટી માછલીના પેટમાંથી તેને ચીરતાં એક મચ્છીમારને મલી હતી હાલમાં ઘરમાં ખાવાનું ન હોવાથી માછી એ વીંટી વેચવા ...છે. કોટવાલ તેને ચોર જાણી પકડી રાજા હજુર રજુ ...ી નજરે પડતાંજ રાજાને શકુન્તલા સાંભરી આવેછે.

તેની સ્થિતિ આ વખતે ઘણી દુઃખ ભરેલી થઇ પડેછે. સાનુમતી નામની શકુન્તલાની એક અપ્સરા જાતીની સખી રાજાને આવી હાલતમાં જોયછે, પણ પરભાર્યું સ્વર્ગમાં જવું પડવાથી એ હકીકત તે તુરત વેલા શકુન્તલાને વિદિત કરી શકતી નથી.

દુર્જય નામના એક દાનવગણ સાથે દેવોને યુદ્ધ થતું હતું પણ ઇંદ્રથી તેઓ ન જીતાયા. છેવટે તેમને જીતી આપવા સારૂ ઇંદ્ર દુષ્યન્તને પોતાનો રથ મોકલી સ્વર્ગમાં તેડાવેછે. રાજા એ દૈત્યોને જીતે છે તેથી ઇંદ્ર તેને બહુ માન આપેછે. એ બધો બનાવ નજરે જોઇ સાનુમતી શકુન્તલાને કહેછે.

ઇંદ્રને ત્યાંથી પાછા ફરતા રાજાને, સાનુમતીએ કરેલી યુક્તીથી, માતલી મારીચ રૂષિના દર્શન કરવાને મિશે મારીચના આશ્રમમાં લઇ આવેછે. સર્વદમન (ભરત) નામનો રાજાનો શકુન્તલાને પેટે ઉત્પન્ન થયેલો પુત્ર અહીં સિંહના બચ્ચાંને પકડી રમતો હતો તે રાજાની નજરે પડેછે. રાજાને તેનાપર સ્વાભાવિક પ્રેમ ઉત્પન્ન થાયછે. છેવટે તેને ત્યાંજ એ બાળક પોતાનો પુત્ર હોવાની ખબર પડેછે. છોકરાને રમાડનારી તાપસીઓ એ ખબર શકુન્તલાને આપેછે તેથી શકુન્તલા પણ ત્યાં આવી પહોંચેછે. દંપતીનો મેલાપ થાયછે. મારીચ રૂષિને એ ખબર મળતાં તે પણ પોતાની સ્ત્રી સાથે ત્યાં આવી પહોંચેછે અને રાજાને પડેલા ભ્રમ વિષે ખુલાસો કરી રાજાને આશિર્વાદ આપેછે. રાજા શકુન્તલા તથા સર્વદમન સાથે ઇંદ્રના રથમાં બેસી પોતાની રાજધાની તરફ સિધાવેછે.



# શાકુન્તલ.

## અંક ૧ લો.

### ઇશ્વરસ્તુતિ.

૧

હે શિવ હર હર પાર્વતીશ. પ્રભુ શરણ આવિ તુજ ચરણ નમું.
દુઃખહરતા વિઘ્ન બહુ સુખકરતા એવા ગણપતીને હું ભજું.
કાલિદાસ કવિ કૃત નાટક શાકુંતલનું સંગીત કરૂં.
જાણું નહિં તોપણ વિશ્વંભર પગલું અદકું આજ ભરૂં.
કૃપા તમારી હોય પ્રભૂ જો તો ભવસાગર પણ ઊતરૂં,
એમ વિચારી મૂઢમતી હું મહાન પર્વત શીર ધરૂં. હે શિવ૦

સૂત્રધાર— ૨

અગણિત સુજ્ઞ અને વિદ્વાનો ઉત્સુક થઇ નિરખેછે,
અભિનય ધારો ઉત્તમ કોઇ માની એમ હરખેછે,
એ માટે પ્યારી, કાલિદાસ કૃતિ અતિ સારી,
દુષ્કર ને દુર્ઘટછે ઘટના તોપણ કાન્તે ધારૂં,
અભિજ્ઞાન શાકુંતલ વિદ્વજ્જનમનમોદક સારૂં,
પાત્રો સજ્જ કરી ચિંતા લે મુજ પ્યારી હરી

નટી— ૩

આજ મને સહજ થયો ઉલ્લાસ.
આનંદ આપે ગ્રીષ્મ રૂતુનો પ્રકાશ—આજ૦
બાહાર કહું શું આ ગ્રીષ્મ રૂતુનો,
શીતળ વાયુની થાયે આશ. આજ૦
ભ્રમર જુવો અહીં પંકજ ચૂમે,
ઇચ્છે લલના કામવિલાસ. આજ૦
ચાંદની રાતે પતિપ્યારીને,
વીંટે મોહક મન્મથ પાશ. આજ૦

સૂત્રધાર— ૪

સાંભળિ તારૂં ગાયન પ્યારી શુધ્ધિ શરિરની વિસારી,
એમ હરિણુની પાછળ દોડે નૃપ દુષ્યન્તનિ સ્વારી,
'' જઇએ, આપણા કામે સુંથાઇએ.

રાજા— ૫

વાહ ! મજાહ કહું શું મૃગની વાયુસમ પળતો જોને તું.
ફરી ફરી જોતો રથ મરડાઇ, શો સુંદર દિસતો જોને તું
બાણભયે તન ચંચળતાથી સંકોચી લેતો જોને તું.
મુખ પસારિ થાકેલો ચર્વિત તૃણ નાખી દેતો જોને તું!
પગ જોડી દઇ પેટની સાથે કંદુક સમ ઉડતો જોને તું
જાણે જાતો નભમાં દોડયો, નથિ ભુમિને અડતો. જોને તું.

રૂષિઓ— ૬

હાં, હાં, દુષ્યન્ત ભૂપાળ, મહારાજા બાણ સંભાળ.
એ આશ્રમનું હરિણ બાળ, વ્યર્થ મારો નહીં રે.

વૈખાનસ— ૭

મૃગ બાલને ભૂપતિ માર નહીં.
અપરાધ થયો તુજ એથિ કંઇ ?
નથિ આશ્રમ છોડી બહાર જતું,
નથિ કો જનને પિડકારી થતું.

દલપતરામ પ્રાણજીવન ખખ્ખર

વૈખાનસ— ૮

પૌરવ કુલમાં તુજ જન્મ થયો ભપ.
તને છાજે તેવું કીધું હે નૃપ.
તારે ઘેર પુત્ર સદગુણી એક આવો.
ચક્રવર્તી પદ પ્રાપ્ત તેને થાઓ,

રાજા — ૯

ફરકે શીદ મુજ ભૂજ આતે, ફળ શું મળશે અહીઆં લે
પૂર્વે જે કૃત કીધાં તે ફળશે સર્વ સ્થળમાં નક્કી
એ વિધિની સત્તા—

રાજા— ૧૦

શું મધુર રૂપ છે આનું ! મમ નેત્ર સફળ હું માનું
નૃપ મંદિરમાં નહિ જેવું, મળ્યું નારીને રૂપ એવું,
વધુ વર્ણન એનું ન થાય, કામી જનથી ન બચાય.
થાતો જાણે ધીમેધીમે વીજળીનો ચમકારો. ભાગ્યોદય મારો.

સખીઓ— ૧૧

મનહરનારી ખુશકરનારી ખીલી ફુલવાડી અખી પ્યારી.
ન્યારી ન્યારી ખુશબો સારી હવે વધારી દે ભારી

નિર્મલ વારી તોય હે હારી જાઉં વારી બલિહારી
મોગરો ગુલાબ જાઇ ગુલછડી સુખદાઈ ચંબેલી રહી છવાઇ
મનહર વનરાઇ
કમલતણી ગવાઇ કીરતી અલીથી ધાઈ ધાઇ જાયછે લોભાઈ
રસમાં ગણી નવાઈ,
બંધનમાં સપડાઇ પછી રહે પસતાઈ. સુગંધી પવનવાઇ
રહે બધે પથરાઇ. મન૦

શકુન્તલા— ૧૨

વૃક્ષવેલ આ બેની જો જોડી શોભેછે.
નવીન કુસુમથી જોબનવંતી વેલી વૃક્ષની
નવ પલ્લવના આમ્રતરૂથી કેવી લોભેછે! વૃક્ષ.

રાજા— ૧૩

બ્રહ્મ પુત્રિ આ નહીં જણાએ, ક્ષત્રિ યોગ્ય સુવાત,
કરેછે નિશ્ચય મારી મતી.
અતિ શ્રેષ્ટ મુજ મન એ ઉપર જાય ઉતાવળ કરી,
જુએ નહિ અપાત્રને જો જરી.
વસ્તુના સંશયનો નિર્ણય સાધુ એમ કરે,
ચિત્તવૃતી જે હામ ઠરે.

રાજા— ૧૪

વિશેષે કંપાતાં અતિ ચપલ એનાં નયન જો.
અડી વારંવારે અનુભવ ધરે સ્પર્શસુખનો.
વળી એને કાને ગુણુ ગુણુ રવે ગુંજ કરતો.
ખરે જાણે છાની મદન વિષયી વાત વદતો,
વળી ઉંચો કરતી નીજ કર ડરી એ તુજ થકી.
અરે તું તો પીતો અધરરતિસર્વસ્વ ભુરકી.
અમે જોતા બેઠા યુવતિકુળની શોધ કરતા.
રહ્યા વાખાતા તે, મધુકર થઈ સિધ્ધ તુજ આ.
ઝવેરીલાલ ઉમયાશંકર યાજ્ઞિક.

શકુન્તલા— ૧૫

શિદ આંહીં ભમે તું ભમરરે?
છે શું અહીં એવું તુજ મનહર?—આંહિ૦
કમળ સમજીને મુજને શીદને.
બ્હેચો ભમે મુજ મુખપર રે—શિદ૦

પ્રિયંવદા— ૧૬

તમે કોણ ક્યાંથી આવ્યા.
આવ્યાજી મન ભાવ્યાજી—તમે૦
ભાગ્ય અમારાં ચરણ તમારાં કહો શા માટે લાવ્યાજી-તમે

રાજા— ૧૭

લગન ન કરતાં સખી તમારી કેવળ તપ આચરશે ભારી.
અથવા મૃગ સંગાથ રમીને જીવિત પૂરૂં કરશે

રાજા— ૧૮

બાઈ દો છોડી એને બહુ મહેનત પડીછે તેને.
ખંભા આ નરમ પડયાછે, કોમળ કર લાલ થયાછે.
કંપે શ્વાસેથી છાતી ને શાંત હજી નથી થતી.
બિંદુ પરસેવાકેરાં મુખપરછે હજી ઠરેલાં.
ઉતાવળથી દોડતાં, છુટેલ કેશ વાળતાં.
કર કેશ વિશે ગુંચવાતાં ગઇ વેણી છુટી જુઓને. બાઇ.

રાજા— ૧૯

નક્કી આ સ્રીનિ પ્રીતી મુજ પર હું દેખું છું.
નવ બોલે, બોલ્યું મારૂં શુણતી તે સમજું છું.
છેટેથી એ જપાઇ નિરખે તે જાણું છું.
મુજ પ્યારે એનિ પ્રીતી ગંઠાઇ માનું છું. નક્કી૦

શકુન્તલા— ૨૦

સખીરે અનસૂયે ઉભી રે તું બાઇ, આવું છું શું સત્વર ધાઇ,
વાગ્યો દર્ભાંકુર આ મુજ પાયે, તેથી બેન ઘણું દુખ થાયે,
કાંટામાં ગુંચાણી બાઇ મુજ સાડી, તું ઉભારે લઉં હું કહાડી

રાજા— ૨૧

નહિ મળશે મુનિ કન્યા, પણ મુરખ મન માને નાહીં.
નિરખી ચેષ્ટા સર્વ પ્રિયાની, પ્રાપ્ત થઇ મન લેછે માની,
સ્મર નથિ તૃપ્ત થતો, તોપણ હું સુખ માનું તેમાં. ન.

રાજા— ૨૨

સાહેલીની સંગ જવા નિકળી તે જયારે,
મૂકતી આડે માર્ગ જાણી જોઇ પગ ત્યારે.
પેઠો કંટક પગે દર્ભનો, કહિ ત્યાં ઠરતી,
નજર નેહની નાર હતી મારાપર કરતી.
ડગલાં આગલ ભરી એક બે ઉભી રે'તી.
પાલવ ઝાડે અરે ભરાયો એમ કહેતી,

તેહ કહાડવાતણું યુવતિએ મીષ કરીને,
સખી ન જાણે એમ જોયું મુજ ભણી ફરીને.

દલપતરામ પ્રાણજીવન ખખ્ખર.

રાક્ષસો— ૨૩

ચાલો યાર થઈ તૈયાર (૩) સૌ સરદાર,
મારો માર કરો પાર રૂષીને બધા.
મળી ઢોંગ સહુ મચાવેછે ગમાર.
રાક્ષસો આપણે તો.
ડરીયે કેમ ફરીયે કેમ પાછા કોઇથી.
ડરે દેવ ત્યાં શું માણસોનો ભાર.

રૂષિકુમાર— ૨૪

જયકારી ભારીરે.
નૃપતી દુષ્યન્ત બાણ જોડી પણછ ન છોડી,
મરોડી કે તોડી, ન દોડી, પકડીને દુશ્મનને મારીરે જય.
ફકત ધનુષ ટંકાર સાંભળી, ભયથી પામી મૃત્યુ સઘળી.
પડતાં, ખડતાં, દડતાં રાક્ષસ સેના સારીરે. જય૦

રાજા— ૨૫

આજ પ્રિયા મદનથી બહુ પીડાય અન્ય કારણ કાંઇ જણાય.
તનપર લેપ શિતળ ચંદનનો મન્મથ તાપવડે સુકાય.
કમળ તંતુનું કડું જે કરમાં તે પણ તપ્ત થઇ કરમાય.

સખી— ૨૬

ચેન નહી દીન રેન સખો તુને કાં બન બાપુ દુઃખીઆરી.
હાલ બેહાલ બની ગઇ બેની ગઇ શુદ્ધ બુધ તુજ હુશીઆરી.
નહી ખાવું નહી પીવું બેસવું સુવું નિરાંતે ન સખી પ્યારી.
કયા કારણથી બેન તને આ વધિ પડી પીડા ભારી.
રોગ નહી પરખાય પછી કે શું ઔષધ છે સુખકારી.
મનની વ્યાધિ મનમાં સમાવે કેમ સુધરશે સ્થિતી તારી.
સત્ય બોલ શું થાયે તુજને કહિદે સઘળું વિસ્તારી.
બનતી મદદ અમે કરી બેન તુજ ઇચ્છિત પુરૂં કરનારી.

શકુન્તલા— ૨૭

મર્યાદા મૂકી કેવું એ યોગ્ય નથી કહેવાતું.
પણ ધીરજ મનમાં રહે ના, આ દુઃખ નથી સ્હેવાતું.
જ્યાં પ્રેમ તમારો સાચો ત્યાં મૌન નથીજ ધરાતું.
લાવો તે રાજર્ષીને, મેળાવો તમે આ સખીને,

નહિતો જીવ લેશે હરીને, આ સ્મર સખિ સત્ય પ્રમાણો
જો પ્રીત તમારી જ્હેની, મને ભેટ કરાવો તેની.

સખી— ૨૮

હાય કામની આમ વેદના ખબર પડી અમને.
હામ ઠામ આરામ લઇને—પીડે બેન તને.
બહુ રીબાવે. બહુ મુંઝાવે, દુઃખી કરે મનને.
નહી સુખ આવે. જીવ ટવળાવે. બાળે અતિ તનને.
હાય કામની આમ વેદના—ચેન પડે ના પ્રેમ ચળેના।
ક્યાંય હળેના સુખ મળેના. જીવ ભળેના દુઃખ ટળેના
કોઇ કળેના હરડર ધરધર અરઅર હરહર
દુઃખકર સુખહર કામપર કર કર તું ફીટકારો.
હાય પીડે સહુને—

રાજા— ૨૯

હું આતુર છું મળવા, કેમ ડરે તું ?
તરછોડે એવું મન કાં આણે તું ?
દુર્લભ લક્ષ્મીને કદી, છોડે કોઇ શું ?
સંશય છોડી હવે, સેવક સ્તવે, કરુણા કરતું. હું૦

શકુન્તલા— ૩૦

તુજ મનની મારા પ્રાણ જણાતિ નથી મુજને.
દિન રાત્ર ઝુરં છું હાય ! વિરહ બાળેછે મને.
મારે મન્મથ અસહ્ય રદયે કઠીન શરનો મારરે,
તુજ શરણે હું આવી તેથી; બાળિ કરે મને ખાખ;
કસાઇ છળેછે મને તુજ૦

રાજા - ૩૧

છળે તને પણ દિનને રાત્રી મદન મને તો બાળે.
કુમુદનિને કરમાવે દિનમણિ પણ શશિ તે દુઃખ ટાળે.
તારક તું મારી, આ કર લે કરમાં પ્યારી.

શકુન્તલા— ૩૨

જાવા દે સખી જાવ દેને
દિવસ થયા બહુ અહીં આવ્યાને,
અંતઃપુરનાં સુખ સેવ્યાને,
ઉતકંઠા અંતરમાં તેને પૂર્ણ સખી થા દેને.

રાજા— ૩૩

મણે તું એવો કેમ પ્રાણુ પ્યારીરે મને ?
નથી આધાર તુજ વિના અન્ય કો મને.
હણે છે આ અનંગ ક્રૂર બાણુથી મને.
કહે તું એવું તે છતાં પ્રિયા હવે મને ?
રહે નહી પછી બચ્વાની આશ તો મને.
ઉગાર તું કે માર તું મૃગાક્ષિ રે મને.—મણે૦

રાજા— ૩૪

હશે જો મને કદાપી બીજી ઝાઝી નારી,
મુખ્ય તેમાં ભૂમીને બીજી સખી તમારી,
એ થકી અધીક છે ન કોઇ પ્રાણપ્યારી,
કેમ વધુ બોલી શકે બીજું વાણી મારી.

રાજા— ૩૫

હે મુજ પ્રાણુનિ પ્યારી તું ભય ત્યાગિ કહે આ વારે.
કરવા સેવા સઘળી તુજ આ સેવક સઘ સ્વિકારે.
નાખું પવન હું પદ્મપત્રથી ? કંઈ નહી કેમ ઉચારે.
આવ બેસાડી ખોળે પ્યારી ચાંપૂં ચરણુ કરારે.

શકુન્તલા— ૩૬

કહિ તમ થઇ મદનશરે વિનય મૂકું શું ?
અનુરક્ત થઇ આપપરે ધર્મ ચુકું શું ? કહિ૦
ગુરૂ જનોને પૂછિ પછી થાય તે ખરૂં,
હોય લાભ આપને છતાં હું ધર્મ ચુકું શું ? કહી૦

રાજા— ૩૭

પિવા દે અધરામૃત પ્યારી છોડીશ પછિ વ્હાલી મારી. દે૦
જેમ નવિન ફુલ ઉપર મધુકર ધુંમિ લહે ઉપભોગ મનોહર.
તેમ પીશ હું પ્રિતિવારી—દે૦

૩૮

પ્રિ૦—સુખમાં વસીને તમે મોજ કરો (૩) રે
આનંદે ચમનમાં રોજ ફરો (૩)
શકુ૦—પ્રેમથી બંધાઉં પ્યારમાં ગુંથાઉં
પ્યારા મારા ન્યારા તારા
રાજા૦—હું પ્યારીને પ્રેમ ધારીને
રાખીશ હૈયે પ્રેમ ખરો

શકુ—આજ છે આનંદ અપાર
રાજા—જનમાં
પ્રિયં૦—તનમાં
શકુ—મનમાં
રાજા—વનમાં
પ્રિયં૦—વધતો જાજેજ પ્યાર
અધાંસ—આ છે દિન સુખદાઈ પુરો
રાજા— ૩૯

મા ! મારું પ્રાણપ્યારી ! ચીરાયે.
પ્રિયે ! જાવું છે જરૂરી પ્રાણ !
કરું શું રે મધુરી ! પ્રાણ ! મન૦
આ ના તું જરાએ ઉદાસી રજા પ્રાણ દેતું ઉલ્લાસી. પ્રિયે !

શકુન્તલા— ૪૦

ન બોલો ત્યાગ પ્યારા. એ પ્યારા ઓ મારા. ન૦
હો પ્રાણથી પ્યારા. થશો આપ ન્યારા, જશે પ્રાણ મારા. ન૦
આપ છો દયાળુ સારા, કરો કેમ આ ધારા ?
બળે આજે અંગ મારાં. થશો આપ ન્યારા, જશે પ્રાણ મારા ન૦
પકડી જયાં હજી હાથ ને લીધી શરણે પ્રાણ !
કેમ તજી જવાતણી બોલો છો મુખ વાણ ?
જવા હવે તો નહીં દઉં આપને,
રાખીશ પ્રેમપાશે બાંધી હું આપને. પ્યારા ન૦

---

## અંક ૨ જો.

રૂષિઓ— ૪૧

ઇશ તું છે જગતતણો એક કરતા,
નમીએ પદ તુજ જય ભવભરતા. ઈશ.
દીનદયાળુ નામછે તારું છે સહુનો દુઃખહરતા.
ભકિત તારી ભાવે કરીને જન ભવસાગર તરતા.
સેવા તારી અમને પ્યારી ધ્યાન સદા તુજ ધરતા.
દાસ ગણીને રાખજે શરણે નાથ રખે પરહરતા.

રૂષિઓ— ૪૨

દઇએ આહુતી અંતે કરીને કર્મ સહુ ખંતે
કબુલતે નાથ તું કરજે અમારી માગણી પુરજે.

આકાશવાણી— ૪૩

દુષ્યન્તની સાથે કરી, તારી પુત્રી પ્યાર
મુનીવર છાની એહને, પરણી છે નીરધાર
ખરાછે પ્યારમાં પડી, ખુશી રહી સુખી થશે.
ખરી પ્રીતી એને જડી ખુશી રહી સુખી થશે.
પુત્ર ગર્ભમાં ધર્યો ચક્રવર્તી તે ઠર્યો
પામી કીર્તિ એ વડી ખુશી રહી સુખી થશે.

દેવીઓ— ૪૪

જય વિજય વિજય સમજાય
વધતોજ જતો ન થતો
ઓછો કદી પણ જરી બહુ ઝલકાટ ભરી
જય મૂરતી છે ખરી—જય
પતિવ્રતા જે હોયે નારી, ગણી પતીને પ્રાણરે.
સેવી સફલ કરે જન્મારો પતિને રીઝાવી લઇ
રસમહી મચી જઇ, જુવે ખુબ ખુશી થઇ.
કીરતી ફેલાવી દઇ, એવી શકુન્તલા બાઇ
જગતમાં છે ગણાઈ, તેથી અમે આવી ધાઇ
દઇએ પ્રસાદ ભાઇ—વિજય—

રૂષિઓ— ૪૫

આજ દિન સકલ સુખદ સમજાય
હરખાય મલકાય મન ગાય ગુણ ધરી પ્યાર તુજ કરતાર !
તનની ધનની જનની વનની ખુબી ખુબ ન્યારી ન્યારી
જણાય. આજ૦
અતિ સારી કૃતી તારી મતી મારી જતી હારી બલીહારી ! વારી !
સુખી તેં કરી પીડા તેં હરી શકુંતલાકેરી.
નમતાં પદમાં તુજના પ્રભુજી અમને અતિશે હર્ષ થાય આજ૦

સખીઓ— ૪૬

લો વીણી ફુલો પીયારી.
નવા નવા રંગધારી. સુવાસીત ફુલો ભારી.
રહ્યાં ખીલી ખુશકારી. વી.
ગુલાબ ચમેલી ફુલ. મોગરો ચંપો અમુલ્ય.
જુઇની ઘટા બનીછે મન હરનારી

સીધાવતી સાસરીયે આજે, શકુન્તલા પ્યારી સખી કાજે.
હાર સુગંધી રીતે સારી, કરો ગુંથવાની તૈયારી.—તીણી.

શકુન્તલા— ૪૭

સખિ છેવટનો લાભ મળે પ્રીતીનો
તમ કરથી મુજને બ્હેનો
વધતોજ ગયો પ્રેમ આપણો નિત્યે,
અંતર ન પડ્યું તે પ્રત્યે.
પ્રતિ દિવસે કોમળ કરથી રે,
વેણીપુષ્પ ગુંથન કરતી રે,
આવ્યો છેડો આજે એ આશાનો,
ન ખમાય શોક મનમાંનો. સખિ૦

ઋષિ પત્નિઓ— ૪૮

મંગળ મંગળ દિનછે આજનો.
આજે ઉગ્યોછે સોનાનો ભાણ. બ્હેની રડ ના હવે.
કદી સાસરે બ્હેની સીધાવતાં નહીં કરીએ જરા કલ્પાંત.
સેવા કરજે સદા તુજ સ્વામીની વળી વડિલતણી હરનીશ.
તું છે ડાહી તને કહેવું શું વધુ!
શોભે કુળ નીજ ત્યમ વરતીશ. બ્હેની રડ ના હવે.

કણ્વ— ૪૯

આજે લાડકી શકુંતલા નિજ સાસરીયે જાયે.
દુઃખ થકી ફાટેછે હૈયું શોક ન સહેવાયે. આજે.
અશ્રુધારા અવિરલ આંખે મુખથી ન બોલાયે.
ચિંતાથી થઇ ગઇ જડ દ્રષ્ટી પુરું ન દેખાયે.
હું વનવાસી સ્નેહી કેવળ પણ દુઃખ બહુ થાયે.
ગ્રહસ્થને શું હશે થતું, જવ કન્યા પતિગૃહ જાયે!

કણ્વ— ૫૦

થા પતિને બહુ વ્હાલી શર્મિષ્ટા નૃપ યયાતિને જેમ.
થાઓ પુત્ર તુજ પુરૂ સમ, પૃથ્વીપતિ તેહને થયો તેમ.

દલપતરામ પ્રાણજીવન ખખ્ખર.

શકુંતલા— ૫૧

જા તું તપોવનમાં, બાળા, જા તું તપોવનમાં.
શિદ આવે તું પાછળ મારી, લેશ દયા જેને નથિ મનમાં. જા.

જન્મ થતાં તુજ તુજ જનની ગઇ આ સ્વર્ગમાં તુજને છોડી.
મેં પાળ્યો'તો લાડ કરીને અડચણ નહિ પડશે.
હું જવાથી ખોટ તને શી ? છો તું વસ્યો દાદાના મનમાં. જ

કણ્વ— ૫૨

બહુ પ્રેમ ઉત્પન થતાં પરસ્પર ભૂપતી
આપ પરણ્યા સુતાને અમારી.
મોકલું છું કરી લગ્ન મંજુર એ
આપની પાસ મુજ પુત્રિ પ્યારી.
સર્વ રાણી સમી રાખજો એહને.
એથિ મળતું વધુ માન જે તે,
ભાગ્યઆધીન કે આપને હાથ છે,
ના કહાયે કશુંએ અમે તે.

કણ્વ— ૫૩

સેવા તું કરજે સદા મનથકી તારા વડીલો તણી,
સારો સ્નેહ સખી સમાન ધરજે તારી સપત્ની ભણી.
ભર્તા રોષ કરી વઢે કદિ તને સામે ન તોયે થતી.
તારે સેવક સાથ રોજ વદતાં દાક્ષિણ્યતા રાખવી.
જે વેળા તુજ ભાગ્યના ઉદયથી થાયેજ માનીતિ તું.
તે વેળા મનમાં ફુલાઇ ન જતી કે માન્ય રાણીજ હું.
વર્તે જે અબળા જનો ઉપરની રીતે, બધાં તે ધરે
રાણી એ શુભ નામને, અવર તો ખોટે કુળોને ખરે.

કણ્વ— ૫૪

શોક શમી તુજ જાશે—બાઇ રે-શોક.
રહી પતિગ્રહે અનુદિન વૈભવમાં કાર્ય તણા ઉલ્લાસે. બા.
જયેં પ્રસવશે સુત પુરૂ સમ તુજ કાર્ય સફળ તુજ થાશે,
દીન વને વસનાર મુનીને સ્હેજ તુંથી વિસરાશે—બાઇ૦

કણ્વ— ૫૫

હવે શાન્તિ રૂદયમાં આવી, ભાર ઉતરતાં મુજ શિરપરથી—શા૦
હરખાયે સજ્જન જ્યમ થાપણ પારકી પાછી અપાવી,
તેમ પુત્રિ રૂપી ધન પારકું સાસરે આજ વળાવી—હવે.

વિદુષક— ૫૬

ભજોને ભાવેરે ભગવાનને. મોહન મદન મુરારી.
શામળી સુરતપર શામળા હું તો જાઊં બલહારી. ભજોને

કારણરૂપ એ જગતનું એછે ભક્તનો ભોગી,
પામે નહિ પદ જેહનું મોટા મુનિવર યોગી. ભજોને.

નેપથ્યમાંથી— ૫૭

નવિન મધુ ચાખનાર દૂર કાં થયો?
ભુક્ત વસ્તુ મધુપ કેમ વીસરી ગયો? નવિન૦
આમ્રકલી રસભરેલિ, લુબ્ધ થઇ તેં ચુસેલિ,
છતાં નિરખિ કમલાવલિ, ગયો ત્યાં લોભાઇ અલી!
વિરહે ઝુરનારિથી ન જાય ધા સહયો. નવિન.

વારાંગનાઓ— ૫૮

ખીલી વસંત બહાર રે લાગે ફુલબાગ પ્યારી.
વાયુ ચોગરદમ વેરે સુગંધી, આનંદ આપે અપારરે લાગે૦
અતી ઉમંગે રંગે રમતાં પ્રેમી નર ને નારરે. લાગે૦
હસતાં રમતાં સઘળાં ઇચ્છે રાયનો જયજયકારરે. લાગે૦

વારાંગનાઓ— ૫૯

અહાહાહા! આનંદ નહિ ઉર માયેરે.
કરી લેપ ચંદનના અંગે પેરી ધોળા હાર,
ફુલવાડી ને ફુલશૈયામાં રમતાં નર ને નાર. અ૦
મળે હળે સૌ નાચે ગાએ છોડી સર્વ ઉચાટ,
રીમઝીમ રૂમઝુમ છીમછીમ છુમછુમ રૂમક ઝુમક ઝણણાટ. અ૦

રાજા— ૬૦

મુનિ શિદ આજે આવ્યા હશે?
કંઈ વિઘ્ન થયું તપમાં વનમાં રાક્ષસથી કે છાદુષ્ટથકા,
બહુ પીડિત તેથિ થયા હશે? મુનિ૦
થયું હશે શું કંઇ પાપ મુજથકી તેથી ઓષધિ સઘળી
રસહીણ થઇ સૂકાઇ? વ્યાકુળ મુજમન અતિશય થાય
સૂઝે નહિ કે કશું કામ મુનિને હશે? મુનિ૦

શારંગરવ— ૬૧

ધર્મકાર્યવિષે વિઘ્ન કેમ આવે,
સાધુપાલક તું ભૂપ જ્યાં કહાવે?
ચંદ્ર ભાનુ આકાશમાં તપે જ્યાં,
કેમ લેશ અંધકારનો રહે ત્યાં?

ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિક.

રાજા— ૬૨

શું સુંદર આ રૂપ દિસે છે, આભૂષણ લેશ નહીં જે છે!
નિર્મલ કાન્તી મુજ હૃદયને ભ્રમિત કરીને ભુલાવે છે.
છે મેં લગ્ન કર્યું એ સાથે, એ એવું મુજને કહે છે,
વિચાર બહુ બહુ કરૂં તથાપિ યાદ ન કંઈ પણ આવે છે.
કુંદકુસુમમાં ઝાકળબિંદુ જોઇ ભ્રમર કુંઠિત થાયે,
મુજને તેમ તજું કે સ્વીકારૂં નારી એ નહિ સમજાયે.

શારંગરવ— ૬૩

ધન્ય ધન્ય છે નૃપ તુજને ! ઠગ્યા તેં ઠીક ઋષિજનને !
ગુપ્ત કર્મ કીધેલું તારૂં મુનિએ કબુલ રાખ્યું,
તિરસ્કાર કરિ તેનો ઉલટું નિંદ્ય વચન તેં ભાખ્યું. ધન્ય૦
તુજની સાથે કણ્વ ગુરૂજી કરે વર્તણુક આવી,
નિજ ઘરધન ખુશિ થઇ જેમ દેવું તસ્કરને બોલાવી. ધન્ય૦

શારંગરવ— ૬૪

કપટ ભાવ લેશ જે કદી ન જાણતી હતી,
આજ એ ગણાય છે અસત્ય વાણિ બોલતી ;
અન્યને ફસાવવાની જે શિખેલ છે ચાતુરી,
તે મનાય છે સદાય વાત બોલતો ખરી !

---

## અંક ૩ જો.

પેમા— ૬૫

ટમે ભુલો કાં ડાવ આવો હંઢા? ભાઇ ડારૂ પીયો—હો ડારૂ૦
ભાઈ ડારૂની જુડી સે વાટુ, કે’સ પીયે ઈટા ખાય બૌ લાડુ,
આરાડી ટો બડી એ કેવાટું ભાઇ૦
ઇટા લાગે મને બૌ મીઠો, હવે મેલું ને નજરે ડીઠો,
પશી હોય પાણી હારો કે અજીઠો. ભાઈ૦
માડી પાડે મને ના પીવાની, મને લાગેસે ઠઇ ઇ ડીવાની,
ખોવી ડારૂ વના હું જુવાની? ભાઇ૦
હવે માનુ ને કેનું હું કે’વું, મારે ડારૂને વળગી રે’વું,
પશી ઠાડું ભલે જોયા જેવું. ભાઇ૦

પેમા— ૬૬

અરૂજન આટાની ઘોડી ગઈ’ટી પાડર ખડ વાઢવા.
રંગે રાટી પીલી હોય. અરજન૦

પીવું છે મારૂં મોરનું, છેટા રહેજી દેવ! અરજન૦
કાલ હવારે આવજે ડારૂ પીવા બે બાઇ. અરજન૦
ખાવું પીવું ને મજી મારવું. મારી કુબજી ટો આમ.

૬૭

પેમી—કંઇ છે એંચાં લાલીયો ટારો?
પેમો—ડારૂ લાગે છે ઓ હારો.
લંખી—કાંઇ બકે છું?
પમી—વાદર્યું લખોડ આમનું આમ.
પેમો—જાણે પટો આખું ગામ.
ફ્રોગલ—કાંઇ ડાલુ કે?
પમી—ઘરમાં લઠી ખાવા કાંઇ.
પેમો—આવની અલી મળીયે હાંઇ.
ફ્રોગલ—ના માડી ઉં—
લખી—લજવાટો લંડ એલા ભુટ?
પેમો—રાંડની ટારો બાપ ટાપુટ.
ફ્રોગલ—હેઇ! હેઇ! હેઇ!

૬૮

ફ્રોગલ—ચાલ બાપા લગાડ કાં વાર હવે?
ઉભો ઉભો કાં કર વચાર હવે?
ફ્રોગલ તથા પેમો—ડારૂ વેઢનો હોહા ચાર—ચાર
આપણે લઇને પીવું ઢરાર.
હારી પેઠે ફરવું લેર, ભૂખ્યા તરહા આવવું ઘેર.
પશિ માડીને ચાહે ખાર, ખાવું પેટ ભરીને માર. ચા૦

દરબારીઓ— ૬૯

જય ભુપાલ કીર્તિવંતનો થજો.
ભૂમિ લક્ષ્મિ પાદપદ્મ સેવજો.
વંદે સર્વ છોડિ ગર્વ ભૂપને પ્રજા.
રાજાનાં પ્રભૂ કષ્ટ કાપજો.
ઇચ્છીત ફળ પૂર્ણ પામજો. જય૦

વારાંગનાઓ— ૭૦

નિરખ નિરખ સખી બહુ જયશાળી,
નૃપ દુષ્યન્ત મહાબળિ આળી. નિર૦

પૃથ્વીપર પ્રસરી છે જેની કીર્તિ,
જેમ સદાગતિ આળી. નિર૦
કાન્તિ નિહાળી અનંગ લજાયે,
અમર રહો અવનીપતી આલી. નિર૦

વારાંગનાઓ— ૭૧

કરસેં કંગનવા મોરી છાંડ દે કલાઇ.
દેખોરી લંગરવા મેં ગારી દઊંગી તોકું,
સૈયાં ન પકર ધરવા જાને દે. કરસેં૦
ગરજ ગરજ બાદલ બુંદન બરસે,
ફુઇયાં પરત મોરી અંખીયાં લજાવે;
અંખીયાં લજાવે ધરવા જાનેદે.
મોરે આંગન સાવન બરસઇ. કરસેં૦

રાજા— ૭૨

મારૂં રૂદય ધ્રુજે ધૈર્ય છૂટે સર્વ દિસે શુન્ય મનેરે
કોડયો મેં નસીબે મળેલા અમીઘટને. મારૂ
તું કાન્તા નહિ મારી એમ કહ્યું વચન જ્યારે
તે ગુરૂસમ ગુરૂશિષ્યતણી પૂઠે ચાલી ત્યારે
કહ્યું ક્રોધ કરી મુનીએ તુજ પતિના ઘરમાં રે
વદન દીનથી નિરખતી મને અશ્રૂઓ નિવારે
દીધી એજ નજર આજ નાખે બાણસમ રૂદયને. મારૂં૦

રાજા— ૭૩

અરેરે સખી મુદ્રિકા,
તું મારાજ્યમ ચડી પડી ખાઇ ધા. અરે૦
બેઠી ચડી હતી તું ત્યાં,
જ્યાં અરૂણ સમા નખ ચમકતા'તા.
પડવાનું તેં ક્યમ ઇચ્છયું?
નહિ શરમાણી મનમાં? સર્વ ગુમાવ્યું.
સાકર લઇને હાથે,
ક્યમ ભાવી તને કે ખાધી તેં માટી?
રહી શુભ સ્થળથી તું જાતી.
હવે તારાંને મારાં ભાગ્ય ફુટયાં. અરેરે૦

૭૪

પ્રિયે તું કૃપા કર જરા દાસપર.
નહીં રોષકેરી હવે કર નજર. પ્રિ૦
હરે પ્રાણ મારા વિયોગાગ્નિ પ્રાણ,
નહીં તુજવીના બચું હું પ્રમાણ. પ્રિ૦
દીધું મેં બહુ દુઃખ તુજને પ્રિયા,
તથાપિ રૂદયમાં તું ધરજે દયા. પ્રિ૦

રાજા— ૭૫

રે હાય પિતૃ સ્વર્ગમાં રડતા હશે મારા
છે મુજ વિણ ન કોઇ શ્રાદ્ધથી પાણી પાનારા
સંતાન વિણ હું મરિશ કરશે કોણ પછીથી શ્રાદ્ધ
પીશે પછી આ આંખથી પડતી આંસુધારા

શકુંતલા— ૭૬

દુઃખ હવે કેમ સહું પ્રિય સજની?
તરસ તરસ નિસરી જાય જીવ પિયુ વિણ,
નાહિં પડે એક ઘડી પલ ચેન. દુઃખ૦
શું મારૂં થશે હવે? છતાં નાથ રહિ અનાથ!
જીવિત સહુ ધુળ થયું પ્યારી સખી
ફક્ત મૃત્યુ લાગે સારૂં મુજમન—દુઃખ૦

સખી— ૭૭

સબર કર ધીરજ કાં દુઃખી પડે શાને માટે બેની આ શોક ધરે
પ્રભુ પર ભરોસો ધરી રે તું બેન થશે સ્હાય ઇશ તુને આખરે
નહી ધીર મુકેથી કાજ સરે છતાં તુજ મન કેમ શોકે ભરે

શકુંતલા— ૭૮

ચક્ષુકેરા તારા પ્યારા સારા રે મારા ભોળિયા રાજા.
સખીરી ભૂલે પ્રેમી કેમ કૃપા છોડી મારા રાજ?
પેલે ભવ કીધાં હશે મેં કંઇ એવાં કામ,
પામી ફલ તેનું હવે, સખીરી ખોયો દિલઆરામ.
આપું દોષ હું કેમ પિયુને? છે નીર્દોષી મારારે રાજા.

સખી— ૭૯

ધન્ય ધન્ય ધન્ય અહો સતી નારી
ધન્ય શકુન્તલા ધન્ય તને તુજ ગુણની બલીહારી

જે પતીએ છોડી મને તું એને સારો
ધારે તું હશે કંઇ અમોલ ચાંકજ તારો
એ ક્ષમાતણો ગુણ છે પ્રભુને બહુ પ્યારો
તે લેશે સાર નહી તારી—ધન્ય

સાનુમતી— ૮૦

શરમ તજીને ગરમ બની જાઇ ધરમ છોડિ છોડી પ્યારી,
સુકાતાં નથિ એ નૃપતીનાં ક્ષણુ પણુ આજ નયનવારી,
દિનદિન ઝુરીને દેહ એની છે સુકાઇ ગઇ
સુખશાંતી મનથી દુર તેના છે સદા થઇ,
નિજ શરિરનું ભાન તેને છે જરા પણુ રહ્યું નહીં,
બોલાવે રાણીઓને ભુલી "શકુંતલે" એવું કહી.
એવી અવસ્થા હવે થઇ છે તુજ પતિની,
શુણ સખિ પ્યારી. સુકા૦

રાજા— ૮૧

શુ થશે સમજણુ નથિ પડતી
શુકન થાય શુભ શાનાં મુજને,
પ્રિયા ફરી શું મળશે અહીંયાં ? સમ૦
છોડિ જેહને વિણુ અપરાધે,
ક્યાંથી તે મુજને ફરિ લાધે !
ભાગ્યોદય પણુ હોય થયો કદિ. સમ૦

રાજા— ૮૨

સુખ શું આ સ્પર્શતણું.
આ મનહર બાળકના—હો—સુખ૦
નહીં પિછાનું આને પણુ હું રે
નિજ સુત જેમ ગણું—હો—સુખ૦

સર્વદમન— ૮૩

છોડીદે જવું છે મારે. મારી માની પાસ જવા માટરે. જવું૦
કા અટકાવે શીદ રોકે તું કહુંછું મુક હાથ માની વાત રે જવું૦

રાજા— ૮૪

સ્થિતિ આ શી તારી રે!
ઓ પ્યાર, હૈયા હાર !
અતિ દુ:ખ થાય નિરખીને તુજ કાય, સ્થિ૦
વિરહ દુ:ખથકિ તન સુકાયું, સત્તા ક્ષીણુ થઇ સઘળી.

પ્રાણ, પ્રાણ, પ્રાણ ! રહ્યા કેમ ટકી પ્રાણ ?
હાય થઇ બહુ હાની ! કીધી મેં નાદાની. સ્થિ૦

રાજા— ૮૫

સુખકર રે પ્રાણપ્યારી દિન આ.
પામ્યો હું ફલ સારૂં અમુલ્ય સુખદા
કૃપા જગદીશે કરી છેવટે. સુખ૦
ચક્ષુપરથી મુજનાં છે જે તમામ તિમિર
થયું આ દુર. ભુલ ભાગી આજે મારી
આશા જેની ન હતી, તે પામ્યો ફરી.
દુઃખ થયાં દુર પ્રિયે આપણાં તો આજે. સુખકર૦

રાજા— ૮૬

થયો ખરો વિજય આજ મારો
તું બોલી ન શકી જય શબ્દ પુરો અતી હરખમાં તોયે, થયો.
વદન જ્યારથી પડયું નજર આ ફીકું તુજ મુજ પ્રાણ રે,
થયો પુરો જયશાલી પ્યારી, આજ સફલ જન્મારો. થયો૦

સર્વદમન— ૮૭

અહો ઇશ પ્રભુ તેં અમોપર મેહેર કીધી
અમુલ્ય આજ અમોને ખરે બક્ષીશ દીધી
તુજ કૃપાથકી મલી છે અહીં સર્વ સિદ્ધી
પ્રભુજી આજ પ્રેમપ્યાલી પ્રેમે પીધી
બહુ આભાર થયો કે અમારી ભાળ લીધી
હવે સમજાયું કે છો તાત બહુ દયાનીધી

શકુંતલા— ૮૮

મારા પ્રાણપ્યારા રે.
સેવું પદ હું તમારાં રે—મારા.
વાંક તમારો છે નહીં જરાયે રે.
કીધેલ કર્મ કંઇ ફળેલ મારાં રે—મારા૦

મારીચ— ૮૯

પુત્રી ઇંદ્રના સમાન નાથ તારો
છે જયન્ત જેવો તુજ પુત્ર પ્યારો
તું શચીસમી પતીવ્રતા ગણાય
એજ આશીષ મુજથી તને અપાય.

શાકુંતલા— ૯૦

નથિ નથિ નાથનો વાંક્જ આમાં તો
હતો શાપ થયો ક્યારે, યાદ નથિ એ લગારે!
પણ નહિ તો પીયુ ન તજત મુજને. નથિ૰

રાજા— ૯૧

અવસરસર વરસો મેઘરાય.
પામો સુખ સરવે
રસ પૂરો ઔષધિમાં ભૂ શશિ રવિ નિરઝર. અવસર.
નિશદિન ધર્મ વધો ધરણીમાં
પાળો નરપતિ નિતિવિ પ્રજાને.
કવિવરનો ઉદય થજો.
સતિ વનિતા બહુ નિપજો—વિજયી બનો.
પ્રેમ વધો દંપતીમાં.
શ્રી સેવો પદ પ્રેમે પંડિતોનાં સદામતિ.
પ્રભુપ્રેમ સ્હેજ મેળવાય. અવસર૦

સર્વ પાત્રો— ૯૨

ખંજનદૃગગંજ ાદૃશ પાહિ શંકર.
સ્ફટિકધવલકાન્તિપૂરિત જય દિગંબર. ખંજન
પતિતપુનિતજન્હુસુતાસહ જટાધર,
વિષધર વર નીલકંઠ ચંદ્રશેખર,
તવપદરજલુબ્ધ સદા સકલ નિર્ઝર.
પાપો કાપો, આપો વિમલમતિ, અચલગતિ, અધિકરતિ તવ પદે હર
પન્નગપતિ નગદુહિતાકાન્ત સુંદર,
ત્ર્યંબક પશુપ પ્રિયકૈલાસકન્દર,
શૂલપાણિ ભર્ગ ભવ ભવાર્તિભયહર.
ત્રાતા, નેતા, જેતા, બહુનામી, સુખધામી, જય સ્વામી, ભસ્મપંજર.